# સમાજ વિરુદ્ધ પાટીદાર સંદેશની પડદા પાછળની લડાઈ

ઘણા સમયથી આપણે પાટીદાર સંદેશના તંત્રી લેખો પર નજર કરતા આવ્યા છીએ. તંત્રી લેખોના સંદેશાઓ પર ધ્યાન આપીએ તો સમજાશે કે તેમાં મુખ્ય ચાર મુદ્દાઓ હોય...

1) પોતાની જ માલિકી અને સંચાલન હેઠળના સામાયીકમાં, પોતાના મોઢે, પોતાના જ વખાણ હોય છે.
2) ભાગેડુ લગ્ન અને સગપણ સમસ્યાને જેમ તેમ કરીને ખોટી રીતે વિકરાળ સ્વરૂપ આપવાનો નાકામ પ્રયાસ કરેલ હોય.
3) હાલની કેન્દ્રિય સમાજની ગરિમાને નુકસાન કરતું, તેમજ સમાજ અને મહિલા સંઘના નેતાઓની ક્ષમતા પર આશંકા વ્યક્ત કરતું અને તેમની ગરિમા ઓછી કરતું યુક્તિ-પૂર્વકનું લેખન હોય.
4) યુવાસંઘ માટે પહેલા વખાણ હોય અને પછી તેમને પોતે ખોટી રીતે ઊભી કરેલ કહેવાતી વિકરાળ સમસ્યાનો ઉકેલ લાવવાની ભલામણ રૂપી ભ્રામક વાત કરીને યુવાસંઘને ગેરમાર્ગે દોરવાના પ્રયાસો હોય.

અને જો છેલ્લે જગ્યા બચે તો નાની મોટી બીજી વાતો હોય. તંત્રી લેખમાં ભલે કોઈ પણ અન્ય મુદ્દો કેમ ના હોય, પણ તેના સંદેશા પર નજર કરશું તો મૂળમાં ઉપર જણાવેલ ચાર મુદ્દાઓમાંના મુદ્દા શિવાય કંઈ ન હોય.

છેલ્લા અમુક વર્ષોના તંત્રી લેખોનું સંકલન કરીએ અને તેનો સાર કાઢીએ તો જણાશે કે જ્યારથી જ્ઞાતિમાં લોકો સતપંથ સામે પોતાનો આક્રોશ વ્યક્ત કરવા લાગ્યા છે, ત્યારથી લોકોના અવાજની ધાર ઓછી કરવા માટે આવા લેખો ચાલુ થયા છે. વચ્ચે વચ્ચે જ્યારે સમાજમાં પાટીદાર સંદેશના આવા કાર્યને લઇને આક્રોશ જાગે, ત્યારે જાણે બનાવટ કરતા હોય, તેમ કેન્દ્રિય સમાજ, પ્રમુખ શ્રી ગંગારામભાઈ, મહિલા મંડળ, શ્વેત પત્ર, હિંમતભાઈ અને તેમની ધર્મ જાગૃતિ સમિતિ વગેરેના વખાણ કરવા લાગે. પણ પછી થોડા દિવસ જાય એટલે પોતાનો અસલી રંગ દેખાડવા લાગે. એજ કેન્દ્રિય સમાજ, શ્રી ગંગારામભાઈ, શ્રી હિંમતભાઈ, શ્રી રમેશભાઈ, ધર્મ જાગૃતિ સમિતિ, મહિલા મંડળની ગરિમાને નુકસાન કરતા લેખો ચાલુ થઈ જાય. તેમજ યુવાસંઘના નેતાઓ સાંપ્રત સમસ્યાથી દૂર ભાગી રહ્યા છે, તેવું લેખન કરીને અપ્રત્યક્ષ રીતે યુવાસંઘના નેતાઓ પર દબાણ લાવવાનું કામ ચાલુ થઈ જાય.

આમ કરીને પાટીદાર સંદેશ પર લાગતા આક્ષેપો કે તેઓ સતપંથ વાળાઓને પરોક્ષ રીતે સાથ આપી રહ્યા છે, તે આક્ષેપો સાબિત થાય છે. ભલે પાટીદાર સંદેશના તંત્રી શ્રી શામજીભાઈ કહેતા હોય કે સતપંથ વાળાઓના સમાચાર અમે છાપવાનું બંદ કરી દીધું છે અને તેમની જાહેરાતો પણ લેતા નથી, પણ મૂળમાં તેઓ કેન્દ્રિય સમાજના વિરુદ્ધ, એટલે કે સનાતનીઓની માત્રુ સંસ્થાની વિરુદ્ધ, ખુબ જ યુક્તિ પૂર્વક પડદા પાછળની લડાઈ લડી રહ્યા છે.

ઉપર જણાવેલ વાતને સારી રીતે સમજાવવા માટે પાટીદાર સંદેશના છેલ્લા બે તંત્રી લેખો પર ખાસ નજર કરીશું અને જરૂર જણાય તો પાછળના અન્ય તંત્રી લેખોનો સંદર્ભ પણ લેશું.

a) પહેલો તંત્રી લેખ છે ડિસેમ્બર ૨૦૧૪ના અંકનો... (અહીં જોડેલ છે અને તેમાં મુખ્ય મુદ્દાઓ A1 નંબરથી શરૂ થાય છે.)
b) બીજો તંત્રી લેખ છે જાન્યુવારી ૨૦૧૫ના અંકનો. (અહીં જોડેલ છે અને તેમાં મુખ્ય મુદ્દાઓ B1 નંબરથી શરૂ થાય છે.)

પહેલાં.. આ બન્ને તંત્રી લેખ વાંચી લેવા વિનંતી, અને પછી આગળ વધશો.

આપણને ધ્યાનમાં લેવા જેવા મુદ્દાઓ નીચે પ્રમાણે છે.

1. સનાતન-સતપંથ વિવાદ અને માંડવી હોસ્ટેલ જમીન વિવાદ બાબત કંઈ લખવાનું ... વિચારતાજ નથી (Point A1,A2,B1,B5,B8,B9,B15,B16):
   ડીસેમ્બર ૨૦૧૪ના તંત્રી લેખની શરૂઆત ઉપરના વાક્યથી (જુઓ Point A1) થાય છે. પણ ત્યાર બાદ તંત્રીઓએ તેના તદ્દન વિરૂદ્ધ જઈને કલમનો ઉપયોગ કરેલ છે. જોડેલ લેખોમાં જોશે તો Point A1,A2,B1,B5,B8,B9,B15,B16 માં તંત્રીઓએ પોતાની વાતથી ઉલટુંજ કરેલ છે અને સતપંથ કે માંડવી હોસ્ટેલના મુદ્દા પર લખ્યું છે. શું આવી ભૂલો પાટીદાર સંદેશ કરી શકે? ના... તા પછી એક જગ્યાએ કહે છે કે અમે સતપંથ કે માંડવી હોસ્ટેલના મુદ્દા પર નહીં લખીએ, પણ પાછળથી ભરી ભરીને લખે, તો લોકોએ શું સમજવું? પાટીદાર સંદેશ કરવા શું માંગે છે? બન્ને પક્ષને જગડાવવા માંગે છે કે શું? કે પછી છટક બારી રાખી રહ્યા છે?

2. સગપણ સમસ્યા (Point A5, A6, A7): તંત્રીઓ પોતે જણાવે છે કે સગપણ સમસ્યાના ઘણા કારણો હોય શકે, જેમ કે મનોવૈજ્ઞાનિક, સામાજિક વગેરે (Point A5). તો પછી Point A7 માં જણાવ્યા પ્રમાણે કેન્દ્રીય સમાજને સંપૂર્ણ પણે શા માટે દોશી ઠરાવે છે? શું અહીં પાટીદાર સંદેશનો સમાજ વિરોધી પુર્વાગૃહ ચોખ્ખે ચેખ્ખી રીતે દેખાઈ નથી આવતો? કોઈ પણ

સમસ્યાનો હલ કાઢવો હોય તો તેના ઊંડાણમાં જઈને બધીજ બાજુનો સંપૂર્ણ પણે વિચાર કરવો પડે અને તો જ તેનો સાચો ઉકેલ મળી શકે. અહીં તંત્રી લેખ પોતે જણાવે છે કે તેવો માત્ર સામાજિક કારણો પર ધ્યાન આપ્યું છે. કદાચ ઊંડાણથી વિચાર કરીશું તો મૂળમાં કારણ કંઇક બીજુંજ નીકળે તો? જો આવું થાય તો તંત્રી લેખમાં આ વિષે લખેલ બધું ખોટું છે તે સાબિત થઇ જાય. ગમે તેમ કરીને સમાજને દોશી ઠરાવવી .... શા માટે? જયારે કારણો બીજા પણ હોઈ શકે? અહીં તંત્રી શ્રી શામજીભાઈનો કેન્દ્રિય સમાજ વિરોધનો પૂર્વગ્રહ ચોખ્ખે ચોખ્ખી રીતે દેખાઈ આવે છે.

3. <u>મહિલા સંઘ કંઈ કરી શકે નહીં (Point A8,A9,B3,B13,B14):</u> અહિં શ્રી શામજીભાઈએ મહિલાઓનું હડાહડ અપમાન કરી નાખ્યું છે. જે સમસ્યા મૂળમાં મહિલાઓની છે, તે સમસ્યાનો ઉકેલ મહિલાઓ જ સારી રીતે કાઢી શકે. પણ મહિલાઓને અસક્ષમ ગણાવીને સંપુર્ણ મહિલા શક્તિનું ઘોર અપમાન કરેલ છે. અને જેમ તેમ કરીને યુવાસંઘને વચ્ચે ખેંચી લાવ્યા. તંત્રી લેખમાં જણાવ્યા પ્રમાણે સહુ જાણે છે કે યુવાસંઘ ખુબજ સારું કામ કરી રહ્યું છે અને આપણી જ્ઞાતિની ગરિમાને યુવાસંઘએ ટકાવી રાખેલ છે.

   જો કોઇ સમાજને કમજોર કરવી હોય તો તેની સંસ્થાઓને કમજોર કરવી પડે. કેન્દ્રિય સમાજ અને મહિલા સંઘનીને બદનામ કરીને તેમની ગરિમા ઓછી કરવાનું કામ તંત્રીઓ અને પાટીદાર સંદેશ કરી રહ્યું છે જ. પણ જેમ આપણે અગાઉ જોયું તેમ યુવાસંઘને બદનામ કરવા માટે કોઈ ઠોસ કારણ ન હોવા થી, યુવાસંઘને યુક્તિ પુર્વક ખોટા રસ્તે ચડાવવાની કોશીષ કરવામાં આવી રહી છે. કારણ કે યુવાસંઘ સનાતન ધર્મના સારા કાર્યમાં અડગ છે, એટલે જો સતપંથને કેન્દ્રીય સમાજમાં સ્વીકૃત કરાવવો હોય તો યુવાસંઘને સાધવા વગર નહીં થાય. માટેજ લાગે છે કે પાટીદાર સંદેશ અને તંત્રીઓ યુવાસંઘને ખોટા રસ્તે ચડાવવા માંગે છે. (પાટીદાર સંદેશ અને તંત્રીઓ શા માટે સતપંથને કેન્દ્રિય સમાજમાં ઘુસાડવા માગે છે, તેના પર આગળ જાણીશું.)

4. <u>સગપણ સમસ્યા અને ભાગેડુ લગ્નના કારણે સમાજની પ્રગતિ અવરોધી રહ્યા છે (Point A10):</u> આ બહુ જુનો Dialogue (સંવાદ) ડાયલોગ છે. શામજીભાઈને વીનંતી કે જણાવે કે કેન્દ્રિય સમાજનું કયું કામ આ કારણથી આજ દિવસ સુધી અટક્યું? જરા દાખલો તો આપો. કોઈ નહિં. સમાજના બધાજ કામ સારી રીતે, પોતાની ગતીએ ચાલે છે. આ કારણના લીધે સમાજનું કોઈ કામ અટક્યું નથી. સમાજ વિરોધી વાતોને જાણ્યા વગર પ્રચાર કરવાથી

સમાજને બહું મોટું નુકસાન થાય, આટલી નાની વાત પાટીદાર સંદેશ કે શામજીભાઈને ખબર ન હોય, તેમ બને? તો પછી આવું કરવા પાછળનો હેતુ સમાજને કમજોર પાડવાનો જ હોય, એવું દેખાઈ આવે છે.

5. <u>ઈશ્વરભાઈ દ્વારા યુવાન મીત્રોને ટકોર કરવાની ભલામણ (Point A11):</u> સમાજ કેવી રીતે ભુલી શકે કે જ્યારે સમાજને ઈશ્વરભાઈની જરૂર એક ટ્રષ્ટીના રૂએ હતી, ત્યારે ઈશ્વરભાઈ પોતાની જવાબદારીમાંથી મોઢું છુપાવીને ભાગી ગયા. સમાજ માટે કાંઈક સારૂં કામ કરી છુટીવાની સોનેરી તકના સમયમાં અને પોતાના સાચા વ્યક્તિત્વની પ્રતીતિ કરાવવાનો સમયમાં તેઓ પોતાની ફરજમાંથી ભાગી છુટ્યા. સતપંથ સામે કોર્ટ કેસમાં સમાજ વતીથી ટ્રષ્ટી તરીકે એક સહી પણ ન કરી શક્યા. એક ટ્રષ્ટી તરીકે મંચ ઉપર બેસીને પ્રસિદ્ધિ લેતા રહ્યા. સમાજની હાકલ પડી, ત્યારે ઘર ભેગા થનાર માણસની સલાહનું કોઈ વજન ન પડે. હવે આવા વજન વગરના માણસોની ભલામણ લઈને પાટીદાર સંદેશ સલાહ આપવા નીકળે, તો કોઈનું ભલું ન થાય. અને આવી સલાહ આપવાવાળાઓની સલાહ લેવાય પણ નહિં. પણ શ્રી ઈશ્વરભાઈએ યુવાસંઘને મુળ મુદ્દાથી ભટકાવતી સલાહ આપી છે, માટે આ લખાણને તંત્રીઓએ પ્રસિદ્ધિ આપેલ છે કારણ કે એ પાટીદાર સંદેશનો પણ એજેન્ડા છે. શું આ સમાજ વિરૂદ્ધનું કામ ન ગણાય?

6. <u>ભાગેડુ લગ્ન પર મંતવ્ય (Point A12,B4,B10,B12,B13):</u> ભાગેડુ લગ્ન કોઈ સહેલી સમસ્યા નથી. ભાગેડુ લગ્ન એ કંઈ આજની સમસ્યા પણ નથી. હજારો વર્ષોથી ચાલતી સમસ્યા છે. ભગવાન કૃષ્ણના સમયમાં પણ આ સમસ્યા હતી. આ સમસ્યા માત્ર આપણી જ્ઞાતીમાં જ છે એવું પણ નથી. આપણી જ્ઞાતીમાં તો આ સમસ્યા પ્રમાણમાં બહુ ઓછી છે, તેમ કહી શકાય. આજના આઝાદ યુગના, દેશના કાનૂન, પ્રમાણે સહુ કોઈ પોતાના જીવન સાથી પસંદ કરી શકે છે. તેમાં કોઈનો ચંચુપાત ચાલે નહીં. આવી હાલતમાં સ્વભાવિક છે કે ભાગેડુ લગ્નના કીસ્સાઓમાં વધારો થાય. શાંતીથી સમજીએ તો આવી જટીલ સમસ્યાનું 100% પરીણામ આપતો કોઈ ઉકેલ જ નથી. હા સમસ્યાને હળવી કરવાના ઉપાય કરી શકાય અને તેના માટે યુવતી તાલીમ શીબીર વગેરે કાર્યક્રમો યોજવામાં આવે છે.

તંત્રીઓ દલીલ કરી શકે કે આ પગલાં ઓછાં છે. વધું પગલાં ભરવાની જરૂર છે. જો તંત્રીઓ આવી દલીલ કરે તો જવાબમાં તંત્રીઓને એટલુંજ કહેવું છે કે તમે તો સમજુ છો ને... તમે તમારી દીકરીને સંસકાર આપવામાં કચાશ નહિં રખી હોયને? તો પછી, તમારી દીકરી કેમ

ભાગી ગઈ? ચાલો, જે થવાનું હતું તે થઈ ગયું. હવે જો તમારી કલમમાં સાચી તાકાત હોય અને જ્યારે તમે સમાજને આ મુદ્દા પર ભલામણ દેતા થાકતા નથી, ત્યારે તમે એક એવો લેખ તો લખી બતાવો કે જેની અસર એવી થાય કે સમાજમાં ભાગેડુ લગ્નની સમસ્યા કાયમ માટે મટી જાય. જો તમે સાચા છો અને જો તમારી કલમ સાચી હોય તો આવો લેખ લખી બતાવો. બીજા પર આગળી ચીંધવી સહેલી છે. પોતે કરી ને તો બતાવો? જોઈએ લેખ ક્યારે આવે છે?

તંત્રીઓ.... હવે સમજી ગયા હશોને કે ભાગેડુ લગ્ન સમસ્યાનો 100% ઉકેલ નથી જ. તો પછી સનાતન ધર્મનું સારૂં કામ કરનારૂં અને પ્રમાણસર ભાગેડુ લગ્ન સમસ્યા પર પણ સારૂં કામ કરનારૂં આપણું યુવાસંઘ સામે ભાગેડુ લગ્નની સમસ્યાને એવી રીતે પ્રસ્તુત કરવી કે પરીણામે યુવાસંઘનું મુખ્ય ધ્યાન સનાતન ધર્મના કાર્ય પરથી હટાવી દે, તેના પાછળ શું કારણ હોય? જો યુવાસંઘનું મુખ્ય ધ્યાન સનાતન ધર્મના કાર્ય પરથી હટી જાય, તો સતપંથ સનાતન સંઘર્ષના કપરા સમયમાં આનો ફાયદો સીધે સીધો સતપંથને થાય. એ કોઈ પણ સમજી શકે તેવી વાત છે. પાટીદાર સંદેશ ને તંત્રીઓ આ વાત સારી રીતે જાણતા હશે જ. તો યુવાસંઘને ઊંધા રસ્તે ન ચડાવવામાં આવે, તેનું ધ્યાન આપણે સર્વે રાખીએ.

7. <u>સતપંથ નામક અંધશ્રદ્ધામાં ફસાતો જતો સમાજ (Point B1,B2,B5):</u> આપણા સમાજનો પાયો એવા વડીલોએ રાખેલ છે કે જે લોકો મુળમાં સતપંથ ધર્મ નામક અંધશ્રદ્ધામાં ફસાયેલ હતા અને જેમની અંધશ્રદ્ધાને જ્ઞાતીના આદ્ય સુધારક શ્રી નારાયણ રામજી લીંબાણી, સદગુરૂ શ્રી ઓધવરામજી મહારાજ, શ્રી લાલરામજી મહારાજ, શ્રી દયાલદાસજી મહારાજ વગેરે સંતોએ દૂર કરી. આ વાતથી આપણી આખી જ્ઞાતિ અને અન્ય લોકો પણ વાકેફ છે. પાટીદાર સંદેશ પણ વાકેફ છે. હવે આપણા સમાજ ના સ્થાપક મહાન વડીલોનું કામ અધુરૂં રહી જાય તો સમાજનો પાયો કાચો રહી જાય. આ વાત ભારત ભરની સમાજો, કેન્દ્રિય સમાજ, તેમજ નાના મોટા સર્વે સનાતની ભાઈઓ સમજે છે. જો પાટીદાર સંદેશને સમજણ ન પડે, તો આપણે સમજી લેવૂં પડશે કે પાટીદાર સંદેશની નીષ્ઠા સતપંથ તરફી છે. સમાજનો પાયો કાચો હોય તો તેના પર ધ્યાન પહેલું આપવું પડે. માટે સમજીલો કે સમાજ સતપંથ અને માંડવી હોસ્ટેલનો વિવાદ ને ઊકેલવામાં પ્રાધાન્ય આપે છે. *(માંડવી હોસ્ટેલ વીવાદ પણ સતપંથ સાથે સંકળાયલો છે, કારણ કે સામેવાળાઓ તરફથી સમાધાન કરવવાળાની એકજ શરત છે કે સતપંથીઓને કેન્દ્રિય સમાજમાં ભેળવો. તેમજ સતપંથી શ્રી રતનશી લાલજી વેલાણી ગુંડાઓને લઈને હોસ્ટેલમાં ગુસી ગયા હતા ત્યારે ગર્વ છે કે આપણા યુવાનો તેઓને*

*મારીને ભગાવયા હતા. આ દાખલાઓથી સાબિત થાય છે કે સતપંથ માંડવી હોસ્ટેલ કાંડમાં પુરેપુરી રીતે સંડોવાયલો છે.)*

સમાજની મુળ હકીકત જાણયા વગર માત્ર મન ફાવે તેમ લખવું અને સતપંથ સાથે એક્તાની વાતો કરવાથી કેન્દ્રિય સમાજને નુકસાન કરવા શીવાય કંઈ ન થાય. શામજીભાઈને કદાચ એ પણ ખબર નથી કે આપણી સમાજના ભારત ભરના જવાબદાર લોકોનું પ્રતીનીધીત્વ ધરાવતી કારોબારી સભાએ સર્વાનુમતે માંડવી હોસ્ટેલ અને સતપંથ વીષે પર કોઈ પણ રીતે બાંધ છોડ ન કરવાનો નિર્ણય કરેલ છે. તેમ છતાં પ્રમુખશ્રીનો વાંક છે અને સમાજ ખોટે રસ્તે ચાલે છે, તેમ કહીને સમાજની ગરિમાને નુકસાન કરે છે, પ્રમુખશ્રીનું મનોબળ નબળું પાડવાનો પ્રયત્ન કરે છે અને સામાન્ય લોકોને ભરમાવે છે. (Point B7,B11,B12, માં પણ આવીજ કોશિશ કરેલ છે.) કેન્દ્રિય સમાજ સતપંથ નામક અંધશ્રદ્ધાને દૂર કરવાનું પાયાનું કામ કરી રહ્યું છે. તમે પણ સમાજના આ કામમાં સહભાગી થાઓ અને નારણ બાપાએ કહ્યું છે તે પ્રમાણે, સતપંથના સડાને સમાજમાં થી દૂર કરવા સતત લેખો છાપતા રહો.

સમાજની સ્થાપના થઈ, ત્યારથી સતપંથ નામક અંધશ્રદ્ધાને સમાજમાંથી દૂર કરવાના કામો સતત ચાલતા હતા અને તેમા સમાજને ખુબ સારી સફળતા મળેલ હતી. પણ છેલ્લા 20-25 વર્ષમાં આ કામ કોઈ કારણ સર બંદ થઈ ગયું અને પરીણામે સતપંથ નામક અંધશ્રદ્ધામાં સમાજ પાછો ફસાતો ગયો. તેને બહાર લાવવા સમાજની મદદ પાટીદાર સંદેશ કરે એવી માંગ સમાજનો અતી બોહળો વર્ગ કરી રહ્યો છે. દરેક સનાતનીઓ માટે સતપંથ એ એક અંધશ્રદ્ધા છે, તેવી પ્રસિદ્ધિ આપતા લેખોની રાહ લોકો આતુરતાથી જોઈ રહ્યા છે.

8. <u>સમાજના વ્યાપક હિતમાં સુમેળ ભર્યો ઉકેલ (Point B6,B8,B9):</u> શ્રી શામજીભાઈની યાદદાશ હવે થાપ ખાય છે, તેવું લાગે છે. આ મુદ્દા પર અગાઉ તા. 23 માર્ચ 2013નાં પાટીદાર સંદેશની બેવડી નીતિને જાહેર જનતા સામે ખુલ્લી કરવામાં આવેલ હતી. જુઓ... http://www.realpatidar.com/a/oe54. સમાજની ગરીમાને નુકસાન કરનાર અને સમાજની કરોડોની મિલકત ચોરી કરનારની સાથે સમાધાન કરવાની વાહીયાત ભલામણ કરનાર પાટીદાર સંદેશના કાર્યાલયમાંથી, જ્યારે તેમના મંત્રી શ્રી ગોવીંદભાઈ ગોગારીએ, પાટીદાર સંદેશના ગ્રાહકોની યાદીની અંગત સ્વાર્થ માટે માત્ર નકલ કરી, તેના કારણે તેમનું રાજીનામું લેવામાં આવ્યું અને પાટીદાર સંદેશની આ બેવડી નીતિની જાણ જનતાને કરી હતી. પરીણામે, ત્યાર બાદ બે અંક એપ્રીલ 2013 અને જુન 2013નાં અંકોમાં કેન્દ્રિય સમાજ

માટે કઈંક વ્યવસ્થીત લખ્યું. શામજીભાઈ અનેક વખત તંત્રી લેખમાં લખી ચુકયા છે કે સતપંથ સાથે એકતા રાખવી જોઈએ અને સતપંથ સાથે સંબંધ કાપવા ન જોઈએ.

કોઈ પણ વિવાદનો સુમેળ ભર્યો ઉકેલ એને કહેવાય કે જેમા બન્ને પક્ષ રાજી રહે. એટલે આપણા કીસ્સામાં સતપંથવાળાને (સતપંથ છોડવા વગર) સનાતની સમાજ સ્વીકારી લે તોજ સુમેળ ભર્યો ઉકેલ કહેવાય. બીજો કોઈ ઉપાય તેમની પાસે હોય તેવું લાગતું નથી. માટે સતપંથીઓને કેન્દ્રિય સમાજ સ્વીકારી લે એમ તેમનું કહેવાનું થાય. (મનથી તેઓ સતપંથ તરફી છે તેવી વાતો લોક મુખે સાંભળવા મળતી હોય જ છે.) બીજા શબ્દોમાં સતપંથીને સમાજમાં ભળાવીને કેન્દ્રિય સમાજના પાયાનેજ ખતમ કરવાની ભલામણ શ્રી શામજીભાઈ કરી રહ્યા છે. તો શામજીભાઈની મુળ રમત શું છે, તે સમજી લઈએ.

કોઈ પણ સંગઠનનો મુળભુત નીયમ છે કે બહુમત કહે તેમ નિર્ણય લેવાય. તો સમાજના વીશાળ બહુમત દ્વારા લીધેલ નીર્ણયનું પાલન કરાવવા કેમ સતપંથીઓને નથી કહેતા? કેમ તેઓને નથી કહેતા કે માંડવી હોસ્ટલ એ સમાજની માલીકીની છે. માંડવી હોસ્ટેલના ઉદઘાટન વખતે પાટીદાર સંદેશમાં પણ અહેવાલો છપાયેલ છે. તો સત્ય હકીકત કેમ લોકો સામે નથી મુકતા? પાટીદાર સંદેશ એક જાગૃત પત્રીકા છે એવું તમે માનો છો, તો સાચી હકીકત કેમ નથી લોકો સામે મુકતા? સતપંથને નુકસાન થશે, એટલા માટે ને....? સતપંથના શ્રી રતનશી લાલજી વેલાણી જેવા સમાજ વીરોધી તત્વો અને તેમને સાથ આપનાર લોકો, જેવા કે રવીલાલ કેશરા, શામજી નારણ, મેઘજી જેઠા, શીવદાસ ગોવિંદ, કેશુ પારસીયા, રેવાલાલ પાટીદાર, દેવજી માવજી, વગેરેને કેમ નથી કેહતા કે માડવી હોસ્ટેલ મુદ્દા પર તમે તદ્દન ખોટા છો? જો તમે એક જવાબદાર પત્રીકા તરીકે પોતાને ગણાવતા હો, તો શા માટે સાચી વાત લોકોને નથી કહેતા. અને માત્ર સુમેળ સમાધાનની વાત કરો છો. **સુમેળ સમાધાન, સમાજની મીલકત ચોરનાર ચોરો સાથે કરવાની ભલામણ, એજ વ્યક્તિ કરે જે ચોરો સાથે ભળેલો હોય.** શું આ નથી લાગતી શામજીભાઈની મુળ રમત?

Point B9માં તમે જણાવ્યું છે કે તમે સમસ્યાના મુળમાં જવા ઈચ્છતા નથી. શું જાગૃત અખબારની આ નિશાની છે? સમસ્યાના મુળમાં જવા વગર, કોઈ પણ માણસ આવીને તમને કહે કે લોકો સમસ્યાનો સુમેળ ભર્યો ઉકેલ ચાહે છે, અને પાટીદાર સંદેશ અને શ્રી શામજીભાઈ જેવા સમજુ લોકો છાપી નાખે તો આવા કૃત્યને લોકો, સનાતનીઓ અને કેન્દ્રિય સમાજ વિરીદ્ધ જ સમજે ને. સમાજ વિરોધીઓને બૌધીક મદદ કરીને તમે પણ સમાજ વિરોધી છો, તેવું સાબિત શા માટે કરો છો?

9. **આપણા વિભાજનનો લાભ બહારના છોકરાઓ ઊઠાવી રહ્યા છે (Point B15):** અહીં લોકોને ખોટી વાત રજુ કરીને ભડકાવવાનો ચતુર પ્રયાસ સિવાય કંઈ નથી. કોઈ પણ માણસ સમજી શકે છે કે દીકરીને ભગાડી જનાર છોકરાને શું ખબર કે આપણી સમાજમાં શું ચાલે છે? માટે દેખાય છે કે આ મુદ્દાને લઈને જેમ તેમ કરીને સતપંથ સાથે એકતાના નામે લોકોને ડરાવીને સતપંથીઓની પેરવી પાટીદાર સંદેશ અને શામજીભાઈ કરે છે અને પરીણામે સનાતનીઓની એકતાને તોડવાનું અને સમાજ નબળી પાડવાનું કામ કરી રહ્યા છે.

10. **આપણે સૌ ઊમિયા માતાજીના સંતાન છીએ, માત્ર વિચારધારામાં ફરક છે. (Point B16):** આમ કહીને શ્રી શામજીભાઈએ સતપંથ ધર્મને સનાતન ધર્મનો ભાગ હોય તેવી એક ખોટી છબી ઊભી કરવાનો પ્રયાસ કરેલ છે. સતપંથ ધર્મવાળા જો સનાતની હોય તો, પીરાણા, ઈમામ શાહ અને નીશ્કલંકી નારાયણ (જેમનું સાચ્ચુ નામ હજરત અલી છે) ને ક્યારેય છોડી દીધા હોત. એકતા માટે આટલી નાની વસ્તુ કેમ નથી છોડતા. હજરત અલીના ધરવાળા એટલે બીબી ફાતીમાને ઊમીયામાં (શક્તિ કે આદ્યશક્તિ દેવી) કહેવાથી સતપંથીઓ હીંદુ નથી બની જતા. [જુઓ નારાયણ બાપા દ્વારા લિખિત પીરાણાની પોલ – પેજ 146 (નીચેથી છઠ્ઠી લાઈન), પેજ 156 (ત્રણ દેવીની ઉત્પત્તિ), પેજ 359 (નકલંકી અવતાર - કલમા 801)]. વાસ્તવમાં સતપંથ ઊમિયા માતાજીને કોઈ દિવસ માનતું નોહતું, એટલેજ સદગુરૂ શ્રી ઓધવરામ બાપાએ વાઢાયમાં ઊમિયા માતાજીનું મંદીર બાંધવાની પ્રેરણા આપી. ત્યાર બાદ અન્ય હિન્દુ જ્ઞાતિમાં સતપંથીઓ મુસલમાન છે, એમ દેખાઈ આવવા લાગ્યા. એટલે, તેઓએ, ઊમિયા માતાજીને, દેખાવ પુરતા, અપનાવ્યા છે, તેમના મુળ શાસ્ત્ર કહે છે કે જ્યારે ડર લાગે, ત્યારે બીબી ફાતીમાને ઊમિયા માતાજી રૂપે પુજશો તો ચાલશે.

અહીં, આપણે સૌ ઊમિયા માતાજીના સંતાન છીએ, માત્ર વિચારધારામાં ફરક છે, આ વાત કહીને શામજીભાઈએ પોતાના મનની વાત ખુલ્લી કરી નાખેલ છે. આપણા સદગુરૂ શ્રી ઓધવરામ બાપા, આપણા આદ્ય સમાજ સુધારક શ્રી નારાયણ બાપા, સંત શ્રી લાલરામ મહારાજ, શ્રી દયાલદાસજી મહારાજ, સંત શ્રી વાલરામ મહારાજ અને સમાજના સ્થાપક મહાન વડીલોને એકજ વાક્યમાં ખોટા ઠરાવવાનું દુ:સાહસ પાટીદાર સંદેશ અને શામજીભાઈએ કરી નાખ્યું. આ વાતથી શામજીભાઈ સતપંથ તરફી મવાળ છે અને કેન્દ્રિય

સમાજ તોડવામાં તેમને રસ છે, તે સાબીત થાય છે. માટે કેન્દ્રિય સમાજ વીરૂદ્ધમા લખે તો સમજી લેવું કે આપણે તેમની વાતને ગણકારવી નહીં.

11. **એકતાના નામે દુશપ્રચાર (Point B15,B16):** કુટ નીતિનો એક નિયમ છે, કે જ્યારે બોહળો જન સમુદાય કોઈ વાતને સ્વીકૃતિ ન આપતો હોય, ત્યારે પોતાની વાતને લોકોમાં સ્વીકૃતિ મળે, તે માટે ધીરે ધીરે લોકોની માનસીકતા પર પ્રહારો કરતા રહેવા અને લોકોની માનસીકતાને બદલાવીને, પોતાની એ જુઠી વાતને લોકો સ્વીકૃતી આપી દે તેવું વાતાવરણ ઊભું કરવું. આમ કરવા માટે, જુઠ્ઠાણા ફેલાવવા, ડર ફેલાવવો, લોકોને ભરમાવવા, ચતુરતાથી બૌધીક દલીલો કરવી, વગેરે પ્રયોગો કરવામાં આવતા હોય છે. આ શ્રૃખલામાં હમણાં સમાજમાં અમુક લોકો સમાજમાં એકતા હોવી જોઈએ, એવી ભ્રામક અને લોકોમાં ડર ફેલાવતી વાતો કરી રહ્યા છે. પાટીદાર સંદેશ પણ આ કામમાં સમાજ વિરોધી તત્વોને મદદ રૂપ થઈ રહ્યું છે.

કોણ કહે છે કે સમાજમાં એકતા નથી? સનાતની સમાજ એક છે અને રહેશે. Point B15 અને B16 માં જણાવ્યા પ્રમાણે સતપંથ સાથેની એકતાની વાતો પાટીદાર સંદેશ કરી રહ્યું છે. જબરદસ્તી સતપંથ સાથે એકતા કરાવતા હોય એવું લાગે છે. પાટીદાર સંદેશે કોઈ દીવસ સતપંથીઓને પુછયું છે કે તેમને એકતા જોઈએ છે ખરી? જો જવાબ હા હોય તો, તેને પૂછો કે કેન્દ્રિય સમાજ હોવા છતાં સતપંથ સમાજ વાળાઓએ અલગ પોતાની સમાજ શા માટે ઊભી કરેલ છે? જેમ તમે સ્વીકારો છો તેમ, આ કહેવાતો સતપંથ વિવાદ તો હાલ 3-4 વર્ષથી જ શરૂ થયો છે. તો પછી દયકાઓ પહેલા અલગ સતપંથ સમાજ રચીને આપણી સમાજમાં ભળવાનો રસ તેમને નથી, તે પુરવાર થઈ ગયું. તો એકતાની વાત કરવાવાળાઓ સતપંથીઓને પુછો કે તમારૂં નૈતિક ધોરણ ક્યાં ગયું?

જો તમને સતપંથીઓને અલગ કરવાનું સાચું દુખ હોય તો **એક સરળ ઉપાય છે, જેનાથી આ સમસ્યા કાયમ માટે હલ થઈ જાય**. કેન્દ્રિય સમાજ સતપંથીઓને સ્વીકારતી ન હોય તો કંઈ નહિં. સતપંથ સમાજ અલગ છે ને... તો પછી, સતપંથ સમાજને કહોને કે જે લોકો (અને એવા લોકોમાં આપ પણ શામેલ છો) સતપંથ સાથે રહેવા માંગતા હોય, તેને સતપંથ સમાજ સ્વીકારી લે. પછી કોઈ વિવાદ જ નહીં બચે. કેન્દ્રિય સમાજમાં સતપંથ સાથે એકતાની માંગ કરવાવાળા નહીં બચે. એટલે કેન્દ્રિય સમાજ ખુશ, અને સતપંથ સાથે એકતા ચાહનાર સતપંથ સમાજમાં ભળી જશે, એટલે તેઓ પણ ખુશ. તમારી માંગણી પ્રમાણે થઈ જશે... સુમેળ ભર્યો ઉકેલ.

તમારા કહેવા પ્રમાણે આખરે તો આપણે બધા ઊમિયામાંના સંતાન છીએને... આપણું લોહી એક છે... માત્ર વિચારધારા જુદી છે... આપણી એકતા ટકી રહેશે.. વગેરે વગેરે... તો પછી, ઉપર જણાવ્યા પ્રમાણે, જો એકતાની માંગ કરવા વાળોને સતપંથ સમાજ અપનાવી લે, તો સમસ્યા નહીં રહે. લોકોને ખબર પડવા દો, કે પાટીદાર સંદેશ સતપંથ સમાજને ભલામણ કરે છે કે પછી ખાલી ખોખલી વાતો જ છાપ્યા કરે છે. અને ખબર પડે કે સતપંથ સમાજ સનાતનીઓને સ્વીકારે છે કે નહીં. અને ખબર પડે કે કેટલા સનાતની લોકો સતપંથ સમાજમાં જવા તૈયાર થાય છે. એકતાની ખોખલી વાતો કરનાર કેટલા સાચા છે એ પણ ખબર પડી જશે. જો સમસ્યાનો ખરેખર ઉકેલ લાવવો હોય, તો થઈ શકે છે. નહિ તર માત્ર લોકોને ભડકાવીને બીજા સાથે લડાવવાનો આક્ષેપ પણ સાચો ઠરી જશે. તમારી પોલ લોકો સામે ખુલ્લી પડી જશે. સમાજમાં ધર્મના ધીંગાણા પાટીદાર સંદેશ અને તેમની ટીમ બૌધીક રીતે કરી રહી છે, એ લોકો સાફ સાફ જોઈ લેશે.

એકતાની વાતો કરવાવાળા લોકો પર શ્રી શામજીભાઈ અને પાટીદાર સંદેશનો પ્રભાવ છે. તેઓ એકબીજા સાથે સારી રીતે સંપર્કમાં છે. પાટીદાર સંદેશના કાર્યાક્રમમાં આવા લોકોને બોલાવવામાં આવે છે અને તેઓ હાજરી પણ આપે છે. તેવા લોકોના અભીપ્રાયો પાટીદાર સંદેશ વારંવાર છાપતું હોય છે. પછી તેમાં ભલે રવીલાલ કેશરા હોય, શીવદાસ ગોવિંદ હોય, મનસુખ વેલાણી હોય, વિશ્રામ રૂડાણી હોય, લધા વિશ્રામ હોય કે તેમના સાથીદારો હોય. માટે આ કહેવાતો સતપંથ સનાતન વિવાદનો ઉકેલ, પટીદાર સંદેશના હાથમાં છે. માત્ર ઉપર જણાવેલ લોકોને અને તેમના સાથીદારોને સતપંથ સમાજના સભ્ય બનાવડાવી દે એટલે પછી આવી માંગ કરવાવાળો વર્ગ ન રહે. અને બન્ને સમાજો શાંતિથી ચાલે.

જો પાટીદાર સંદેશ અને શામજીભાઈ સતપંથ મુદ્દા પર સાચા છે, તો તેમને Open Challenge છે કે સતપંથીઓ સાથે એકતાની વાતો કરનાર બધા લોકોને સતપંથ સમાજના સભ્ય બનાવી દેખાડે. અમારી challenge છે કે સતપંથીઓ આવા લોકોને સભ્ય નહીં બનાવે, માટે એકતાની ખોખલી વાતો કરવાવાળા લોકો ખોટા છે એ સાબિત થઈ જશે.

જો આવું ન કરી શકે તો પાટીદાર સંદેશ અને શામજીભાઈ સમાજના લોકોને ડરાવીને, ભરમાવિને, તેમને ગેર માર્ગે દોરવા માટે બૌધીક અને નૈતીક મદદ પુરી પાડે છે, તે સાબિત થાય છે અને થઈ ગયું પણ છે. **જેમ દેશનો કાનુન છે કે આતંકવાદીઓને બૌધીક અને નૈતીક મદદ પુરી પાડવી એ પણ આતંકવાદ છે, તેમ પાટીદાર સંદેશ પણ સમાજ સામે**

<u>આતંકવાદ રૂપી કાર્ય કરી રહ્યું છે.</u> બીજા શબ્દોમાં પાટીદાર સંદેશ સતપંથીઓની પત્રિકા છે. અને સનાતનીઓને અને કેન્દ્રિય સમાજને તોડવાનું કામ કરી રહ્યું છે.

12. <u>પોતાને જુઠ્ઠી રીતે કેન્દ્રિય સમાજના પ્રમુખ જાહેર કરનાર શ્રી રતનશી લાલજી વેલાણી</u> અને તેમને સાથ આપનાર લોકોના નામ જાહેર કરીને કેમ છાપતા નથી કે આ લોકો સમાજને ગેર માર્ગે દોરી રહ્યા છે. અને સમાજ આવા જુઠ્ઠા લોકોને ક્યારે પણ સોંપાય નહીં. આ સમાચાર છાપવાની જરૂર હમણા છે, અને તેની સારી અસર પડશે તો સનાતન સમાજમાં પડશે. તો પછી, શા માટે સનાતના સમાજને ઉપયાગી થાય તેવા સમાચારો, યોગ્ય સમય પર નથી છાપતાં? સતપંથના ફાયદા માટે?

13. <u>પાટીદાર સંદેશ અને તેના તંત્રીઓ વારે ઘડીએ કહેતા હોય છે, સમાજના લોકો શું ચાહે છે,</u> તેની ખબર સમાજથી વધારે તેમને હોય છે. અને તેનુ કારણ, તેમના પ્રમાણે, તેમના અમુક ગ્રાહકો, તેમને જાણ કરતા હોય છે. અહિં સમજવાની વાત એ છે કે અમુક મુઠ્ઠીભર લોકો વારે ઘડીએ સમાજ વિરુદ્ધમાં હવા ફેલાવવાની વાતો કરે તો તેની વાતો સંપુર્ણ ભારતભરની સમાજની છે એવું નથી. પાટીદાર સંદેશના મુઠ્ઠીભર ગ્રાહકો, તેમાં પણ તેમને અભીપ્રાય આપનાર કહેવાતા 5-7 લોકો, સામે કેન્દ્રિય સમાજ પાસે લાખો લોકોના વિચાર ભેગા કરીને ચાલવાની વ્યવસ્થા, જેમાં ઝોનો અને ભારતભરની સમાજો સંકળાયલી છે. તે સમાજોનું પ્રતિનિધિત્વ સ્થાનીક સમાજોના આગેવાનો આને બૌધીક વર્ગ કરે છે. લોકોના વીચારો જાણવા સામાન્ય સભાઓ જેવી સજ્જડ વ્યવસ્થા છે. તેની સામે પાટીદાર સંદેશની વ્યવસ્થા શૂન્ય શીવાય કંઈ નથી. માટે, જ્યારે સતપંથ જેવા મુદ્દા પર કેન્દ્રિય સમાજ કોઈ નિર્ણય લેતો હોય તો લોકોના વિચારો જાણીને લેતો હોય. પછી જેમ તમે કહો છો કે સતપંથ સનાતનના વિવાદનો અંત લાવો, તો લોકો સમજેજ છે, કે આનો અંત સમાજે સતપંથને અલગ કરીને કરી દીધો છે. તેના સારા પરીણામો આવવાની શરૂઆત થઈ ગઈ છે અને હજી થોડા દાયકાઓ જશે, ત્યાર પછી, સંપુર્ણ રીતે સતપંથ સમસ્યાનો સડો સમાજમાંથી સમાપ્ત થઈ જશે. તમે ખોટી રીતે આ વાતને ઉછાળશો નહી અને વિવાદને હવા દેતા રહેશો નહીં, તો જલદીથી વિવાદ સમાપ્ત થશે. (તમે કહો છો કે વિવાદને છંછેડશું નહીં, પણ, આ લેખમાં ઉપર સાબિત થયા પ્રમાણે, તરતજ છંછેડવાનું કામ કરો છો.)

14. <u>પાટીદાર સંદેશની બે મુખી વાતો:</u> પાટીદાર સંદેશ કે તેના તંત્રીઓની બે-મુખી વાતો જગ જાહેર છે જ. પણ હાલના લેખોમાં સામે આવતા દાખલાઓ તમારી સામે રાખીશું.

a. Point A1 માં પોતે જણાવે છે કે સતપંથ અને માંડવી હોસ્ટેલના મુદ્દા પર અમે કંઈ નહીં લખીએ. પણ છેલ્લા બે અંકમાં બરાબર તેના પર જ ભાર આપીને લખાયું છે. બોલ્યા એક અને કર્યું ઉંધું.

b. જુન 2013ના તંત્રી લેખમાં પ્રમુખ સાહેબને વધાવવા અને હૃદયપુર્વક ટેકો આપવા તંત્રીઓ અને તેમની ટીમ નખત્રાણા ગઈ તેવું લખીને જાણે ગંગારામભાઈ જ પ્રમુખ માટે સહથી સારા માણસ છે, તેવી છબી ઊભી કરી. પણ પાછળથી Point B7 માં જાણાવ્યા પ્રમાણે કેન્દ્રિય સમાજના પ્રમુખને નબળા ગણાવ્યા છે. હવે નક્કી કરો કે પહેલા ખોટા હતા કે હમણાં ખોટા છો?

c. જુન 2013ના તંત્રી લેખમાં સનાતન ધર્મ જાગૃતીને સમર્થન આપયું, હીમ્મતભાઈ અને તેમની ટીમના વખાણ કર્યા, કેન્દ્રિય સમાજના સનાતની મોહીમને ટેકો આપ્યો. બધાને સનાતન ધર્મ આપનાવવા અપીલ કરી... પણ પછી... પછી પલ્ટી... હાલના અંકોને જોશો (અન્ય અંકોની ચર્ચા કરશું તો ઘણા દાખલા મળશે) તો સતપંથીઓને ભેગા રાખવા માટેના તનતોડ પ્રયાસો રૂપી લેખનો અને પ્રમુખશ્રી તેમજ સનાતન ધર્મ જાગૃતી વાળાઓને ઓછા ચીતરીને તેમની ગરિમા ઓછી કરીને સમાજ વિરોધી કામ કરેલ છે.

**આતો થોડાક જ દાખલાઓ છે. પાટીદાર સંદેશની કાર્ય પ્રણાલીને ધ્યાનમાં લઈએ તો સમજાશે કે જ્યારે પોતે ફસાય, ત્યારે સનાતન, કેન્દ્રિય સમાજ, ગંગારામભાઈ, ધર્મ જાગૃતિ સમિતિને ટેકો આપશે અને બધું બરાબર.... પણ જેવો માહોલ ઠંડો પડે, એટલે એજ લોકોના અવગુણ ચાલુ અને સમાજ પ્રગતિ નથી કરતી વગેરે વગેરે. લોકો આક્ષેપ કરે તો પોતે સમાજ સાથે છે, તેવા 1-2 લેખો બતાવે. પણ 10 માં થી 8 લેખ સમાજ વિરોધના હોય તેનું શું? આવી પરીસ્થીતીમાં બધી બાજુનો ખ્યાલ રાખીને તારણ કાઢો, તો ચોખ્ખે ચોખ્ખું સમજાઈ જશે, કે પાટીદાર સંદેશ ભરોસા પાત્ર નથી.**

15. <u>જાગૃત અખબાર છો ખરા? (Point A3):</u> તમે પોતાને જાગૃત અખબાર તરીકે ઓળખાવવો છો ને.., તો જાગૃત અખબાર તરીકેનું કામ તો કરી બતાવો. સમાજના સંચાલનમાં થતી ઢીલાશ કે ગેર રીતને કેમ ઉજાગર નથી કરતા? દાખલા તરીકે સમાજના બંધારણના મુદ્દા પર જે કોર્ટ કેસ ચાલે છે, તેમાં સમાજ આગળ કેમ નથી વધતું? કોઈ દીવસ આ સવાલ ઉપાડયો છે? ગુજરાત હાઈ કોર્ટ વારંવાર આપણી સમાજને FINAL WARNING અંતિમ ચેતવણી આપી રહ્યું છે કે કેસના પક્ષકારોને નોટીસ બજાવવાનું પ્રાથમિક કામ તો કરો, નહિં

તો આ કેસ રદ કરી નાખીશું. છેલ્લા લગભગ 2 વર્ષથી આ પરીસ્થીતી છે. કોર્ટના કાગળ ઉપર આપણો સમાજ શા માટે દોશી દેખાય છે? ટપાલથી નોટીસ મૂકવામાં બે વર્ષ કેમ લાગે છે? ગમે તે કારણ કેમ ન હોય, પેપર પર સમાજ દોશી ન દેખાવો જોઈએ, એ તો સામાન્ય વાત છે. કાલે કોર્ટનો જો જજ કડક આવ્યો અને સમાજને રસ નથી, તેમ સમજીને કેસ રદ કરશે તો બદનામી કોની થશે? સમાજ કેસ હારશે તો ફાયદો સતપંથને થશે, તે શું સમાજને ચાલશે? આવા સવાલો કેમ નથી ઊપાડતા? ક્યાં ગઈ તમારી જાગૃકતા?

આ કેસને સમાજ તરફથી હાલના ટ્રષ્ટી શ્રી મનસુખભાઈ રૂડાણી, શ્રી નરશીભાઈ સાંખલા, શ્રી વાલજીભાઈ ચોહાણ વગેરે સંભાળે છે. તો તેમના નામ છાપીને જાહેરમાં સવાલ કેમ નથી કરતા? આ લોકો એક બાજુ કેસ ચલાવતા નથી અને બીજી બાજુ, જાણકારી મળેલ છે તે પ્રમાણે, અંદરો અંદર સમાજના હોદ્દેદારોને Black Mail કરે છે કે જો અમારા પર સવાલ કરશે તો અમે કેસમાંથી હટી જશું. સમાજનું નાક એવી રીતે દબાવી રાખયું છે કે સમાજ ખુલ્લામાં શાંતિથી કોઈ કામ કરી શકતી નથી. આવા લોકોને ઉઘાડા ક્યારે પાડશો? શું પત્રકારીતતાનું આ કામ નથી? જુન 2013ના તંત્રી લેખમાં નરમ રવૈયો અપનાવતા લખયું છે કે સમાજના વરિષ્ઠ હોદ્દેદારો (મનસુખભાઈ રૂડાણીનું નામ લીધા વગર) સમાજના નિર્ણયોનું પાલન નથી કરતા. માડવી હોસ્ટેલના મુદ્દા પર સમાજના વિરોધીઓનો પક્ષ લેનાર કે સમાજના કરતા હરતાનું મનોબળ તોડવાનું કામ કરનાર શ્રી મનસુખભાઈ રૂડાણી, શ્રી નરશીભાઈ સાંખલા કે પછી શ્રી વાલજીભાઈ ચોહાણ હોય, તેવા લોકોને ક્યારે ખુલ્લા પાડશો? જ્યારે ગંગારામ ભાઈ, હિમ્મતભાઈ, રમેશભાઈ, પ્રેમજીભાઈ વગેરે કટ્ટર સનાતનીઓના નામો લેતા થાકતા નથી, ત્યારે શા માટે આવા સતપંથ તરફી લોકો સામે નરમાશ વપરાવવામાં આવે છે? શું આમ કરીને પાટીદાર સંદેશ સતપંથને મદદ નથી કરી રહ્યું? સનાતની એવી કેન્દ્રિય સમાજની ગરીમાને નુકસાન કરનાર દુરભાગ્ય પૂર્ણ નિવેદનો ચાલુ રાખો છો. ક્યાં ગયું તમારૂં જાગૃત અખબાર? તમે આવું કરશો તો ફાયદો કોને થશે અને નુકસાન કોને થશે? સતપંથવાળા તરફી લોકોના હાથમાં આ પાટીદાર સંદેશ છે, તે સાબિત થાય છે. એક બાજુ કોઈ પણ સબૂત વગર છાપો છો કે કેન્દ્રિય સમાજ ઉપર અમુક સનાતની લોકો દબાણ કરે છે, તો આવા સમાચારો, જેમાં સતપંથ તરફી લોકો સમાજની વિચાર ધારાને નુકસાન કરે છે, તે કેમ નથી છાપતા. આટલું જ નહિં તમે ભલે આ હકીકત છાપતા નથી પણ લોકોને માહિતી મળી જાય છે, એ દર્શાવે છે કે તમારી અસરકારકતા કેટલી છે.

જો પાટીદાર સંદેશ જાગૃત અખબાર હોય, તો ક્યારેય ગંગારામભાઈને સવાલ કર્યો છે કે શ્રી મનસુખભાઈ અને નેમની ટીમની લગામ કેમ નથી ખેંચતા? સમાજની એક કારોબારીમાં લીધેલા નિર્ણય પર ઘણી વખત બીજી કારોબારી સુધી કોઈ કામ કેમ નથી કરતા. દાખલા તરીકે, બે કારોબારી અગાઉ, સમાજના કામ કરવા માટે અમુક પેટા સમિતિઓ રચવાનું નક્કી કરેલ હતું. તો તેના પર ગઈ કારોબારીમાં ફક્ત સમિતિઓની ફરજો જ જાહેર કરવામાં આવી. જ્યારે અત્યાર સુધીમાં સમિતિના કન્વીનરો નીમાઈ જવા જોઈતા હતા. તે માટે કારોબારી સભ્યો ને પ્રોત્સાહિત કરવામાં કેમ ગંગારામભાઈ ઢીલા પડે છે? દરેક કારોબારી સભ્ય ઓછામાં ઓછા એક પેટા સમિતિનો સભ્ય હોવો જ જોઈએ, એવી સજ્જડ કાર્યપ્રણાલી સમાજમાં કેમ નથી લાગુ કરતા, શ્રી ગંગારામભાઈ? આવા સવાલ ઉપર જ્યારે લખશો, ત્યારેજ સમાજના હીતમાં લખ્યું ગણાશે અને નિષ્પક્ષ રીતે લખ્યું એમ લોકો માનસે.

# સારાંશ

હમણાં સુધી જે આપણે જાણયું તેમાં પ્રત્યક્ષ મુદ્દાઓ જે છે, તેમ જાણતા આવ્યા પણ પરોક્ષ રીતે છુપાઈને પડદાની પાછળની રમતના મુખ્ય મુદ્દાઓ નીચે પ્રમાણે જણાવેલ છે.

a) અપ્રત્યક્ષ લડાઈનો નીયમ છે કે દેશ કે સમાજ ને નબળો પાડવો હોય તો તેની અસ્મિતા પર વાર કરો અને લોકોની નજરોમાં તેની ગરિમાને ખતમ કરો. ત્યાર બાદ, એ સમાજ સાથે જોડાયલા હોવાનું સ્વીકારવામાં લોકો જીજક અને શરમ અનુભવશે. અને પ્રહારો ચાલુ રાખવામાં આવે તો અક દીવસ લોકો સમાજ પ્રત્યે ધૃણાની લાગણી અનુભવવા લાગે. અને સમાજ પોતે ટુટી જાય. ઉપર જાણ્યા પ્રમાણે આપણે જોયું કે સમાજની ગરિમાને તોડવાનું પહેલું પગલું ચાલુ છે અને તેમાં પાટીદાર સંદેશ ટીમનો મોટો ભાગ છે.

b) આપણે બધા એક છીએ માત્ર વિચાર ધારામાં ફરક છે... આપણે બધા ઊમીયામાંના સંતાન છીએ... સમાજમાં બધાને કોઈ પણ ધર્મ પાળવાની છુટ છે... આપણું લોહી એક છે.... આપણી સતપંથમાં આપેલ દીકરીઓનો શું વાંક.... આપણે એક હશું તો બહારના કોઈ આપણું કંઈ બગાડી નહીં શકે.... પાણીમાં ધોકો નાખો તો પાણી અલગ ન થાય, તેમ આપણે અલગ નથી.... સતપંથીઓમાં તંબાકુ કે દારૂનું વ્યસન નથી, એ લોકો ચોખા છે.... મુસલમાની ધર્મ હતો, પણ રાતો રાત ફેરફાર ન થાય... (જાણે 500 વર્ષનો સમય ઓછો છે).... સતપંથીઓ હવે સુધરી જશે... આપણે તેને સાથે રાખવા પડે... સાથે રાખશું તો તે સુધરી જશે... (શું સુધરશે... તમને બગાડશે, પણ પોતે નહીં સુધરે). આવી ભ્રામક વાતો કરીને લોકોના

**સતપંથ વિરૂદ્ધના વિચારોને નરમ પાડીને લોકો સહેલાઈથી સતપંથને અપનાવી લે તેવું વાતાવરણ ઊભું કરવામાં આવી રહ્યું છે.**

c) **બીજી બાજુ સનાતન સમાજની છબી એક વખત બગડવા લાગે એટલે, સનાતન સમાજ સાથે જોડાયલ બધાજ ત્તવો ભલે ગમે તેવા ઉચ્ચ અને મહાન હોય, તે ત્તવો તેના સભ્યોને તુચ્છ અને હલ્કા લાગશે અને જે કોઈ સતપંથીઓના ત્તવો હોય, ભલે તે જુઠ્ઠાણાના પાયા પર ઊભા કરેલ કેમ ન હોય, તે ત્તવો સનાતનીઓને સારા લાગશે અને આવી રીતે મુસલમાની સતપંથને સનાતની હીંદુઓ સ્વીકારતા જશે. આ રમત સમાજ સાથે રમાઈ રહી છે.**

d) **પાટીદાર સંદેશ, તંત્રી શ્રી શામજીભાઈ અને તેમની ટીમ, સતપંથ તરફી લોકો કે જેઓ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ એટલે કે કેન્દ્રિય સમાજ એટલે કે સનાતનીઓની સમાજના વિરોધી છે, તેવા લોકોને પડદા ની પાછળ રહીને, બૌધીક અને નૈતિક મદદ પુરે પુરી રીતે કરી રહ્યું છે. એક બાજુ સમાજ વિરોધી લોકોને છાવરે અને બનતું રક્ષણ કરે અને બીજી બાજુ સમાજના મુળ ઉદ્દેશો માટે લડનારને અને સમાજની ગરીમાનું રક્ષણ કરનારની છબી બગાડવી અને જાહેર જનતામાં તેમને સમાજ તોડુ કરીકે ચીતરવાના પ્રયાસો કરવા. એટલે જો સમાજનું રક્ષણ કરવાવાળા (સનાતની સમાજના હીતમાં બોલવાવાળા નેતાઓ) નહીં બચે તો સમાજ તોડવી સહેલું થઈ જશે.**

આ લેખમાં જણાવેલ વાતો સત્યથી જુદી છે..., પાટીદાર સંદેશને ખોટી રીતે બદનામ કરવામાં આવેલ છે..., પાટીદાર સંદેશ નિષ્પક્ષ રીતે સમાજના સમાચારો છાપે છે, એટલે અમુક લોકોને ગમતું નથી અને અમને બદનામ કરવા આવા લેખો છપાવે છે, તેવો વળતો જવાબ કદાચ પાટીદાર સંદેશ આપે. પણ વાસ્તવિક્તા એવી છે કે પાટીદાર સંદેશ અને તેના તંત્રી શ્રી શામજીભાઈ અને તેમની ટીમ નિષ્પક્ષ સમાચારો છાપવાની આડમાં કેન્દ્રિય સમાજની છબી, આત્મસન્માન અને ગરિમાને નુકસાન કરવાનો એક પણ મૌકો છોડતા નથી. તમે તમારા બચાવમાં ગમે તે બોલો પણ લોકો સમજદાર છે, તમારા શબ્દો ગમે તેટલા સારા કેમ ન હોય, પણ તમારા કાર્ય સમાજ વિરોધી છે, તેવું તારણ લોકો કાઢી ચૂક્યા છે.

આ લેખમાં જણાવેલ સમાજ સામે છેડેલ અપ્રત્યક્ષ લડાઈમાં અમારા મત પ્રમાણે પાટીદાર સંદેશ, શ્રી શામજીભાઈ અને તેમની ટીમ એકતાની બનાવટી આદર્શવાદી વાતો કરીને આપણા સદગુરૂ શ્રી ઓધવરામજી મહારાજ, શ્રી લાલરામજી મહારાજ, સમાજના આદ્ય સુધારક શ્રી નારાયણ બાપા, સમાજના પાયાના પથ્થર સમાન આપણા મહાન વડીલોના મહાન કામને ખોટું સાબિત કરવામાં પુરે પુરી કોશીષ કરી રહ્યા છે. પણ તેમની પડદા પાછળની આ રમત અને તેમના બદ ઈરાદાને

લોકો ઓળખી ગયા છે. માટે પાટીદાર સંદેશ ભરોસા પાત્ર નથી, તે સાબિત થઈ ચુક્યું છે. અને તેમની વાતનો ભરોસો રાખવો નહીં, તે લોકો સમજી ગયા છે. આપણા સર્વેની નૈતિક ફરજ છે, કે સમાજ તોડુ આવા ત્તવોને સમાજમાં ફાવવા ન દેવા. કેન્દ્રિય સમાજનું ગૌરવ સર્વે સનાતનીઓના મનમાં છે, તેને નુકસાન કરવામાં તમે સફળ નહી થવા દઈએ.



લી.

Real Patidar / રીયલ પાટીદાર
Date: 25-Jan-2015
Link: http://www.realpatidar.com/a/oe61

Patidar Sandesh - Dec 2014 Issue

માનદ્‌તંત્રી : શામજીભાઈ પટેલ

તંત્રીસ્થાનેથી

## સૌને સ્પર્શતી-કોરી ખાતી 'સગપણ'ની સમસ્યા અંગે થોડુંક...

### યુવા શક્તિ પાસે અપેક્ષા છે...

વ્હાલાં વાચક ભાઈ-બહેનો,

"પાટીદાર સંદેશ" દ્વારા અમે સમાજની બે મુખ્ય વર્તમાન સમસ્યાઓ (૧) સનાતન-સતપંથ સમસ્યા અને (૨) માંડવી હોસ્ટેલ જમીન વિવાદ પ્રકરણ બાબતમાં કઈ લખવાનું કે ટીકા ટીપ્પણી કરવાનું જ વિચારતા નથી. કારણ કે આ બંને મુદ્દાઓ હકીકતમાં આપણી કેન્દ્રિય સમાજને સ્પર્શતા છે. કેન્દ્રિય સમાજે તેનો ઉકેલ લાવવો જોઈએ તેવું માત્ર અમે

(અનુ. પાના નં. ૩૫ ઉપર)

Point A1

Patidar Sandesh - Dec 2014 Issue



તંત્રી સ્થાનેથી... (અનુ. પાના નં. ૧ ઉ

જ નહિ, પરંતુ આ સમાજનો આમ નાગરિક પણ ઇચ્છે છે. કમનસીબે આ બંને મુદ્દાઓમાં, બંને પક્ષકારો એવું માને છે કે માત્ર તેઓ જ સાચા છે, તેમને કોઈ સલાહ સુચન પણ ન કરી શકે. આથી અમે આ વાદ વિવાદથી

Point A2

અમને પોતાને દૂર રાખેલ છે.

ઉપર જણાવેલ બંને સમસ્યાઓ સિવાય પણ રાષ્ટ્રવ્યાપી સમાજમાં ઘણી સમસ્યાઓ છે. તેનો ઉકેલ લાવવાની જવાબદારી આપણી રાષ્ટ્રીય કક્ષાની ત્રણેય પાંખોની છે. પરંતુ કોણ જાણે કેમ ગમે તે કારણોસર આ સંસ્થાઓને આ સમસ્યાઓનો ઉકેલ લાવવામાં ઝાઝી દિલચસ્પી હોય તેવું પ્રથમ નજરે તો દેખાતું નથી. "પાટીદાર સંદેશ"ના ગત માસના તંત્રીલેખમાં અમે ભાગેડુ લગ્નના સંદર્ભમાં બે ઘટનાઓ આપ સૌ સમક્ષ રજૂ કરી હતી. તેના અપેક્ષા મુજબ જ પ્રતિભાવો ભારતભરમાંથી જોવા મળ્યા. અનેક જાગૃત નાગરિકોએ ટેલીફોન દ્વારા અમને તે માટે અભિનંદન આપ્યા તો અનેક સ્થળોએ મહિલા મંડળોએ "પાટીદાર સંદેશ"ના તંત્રીલેખનું મહિલા મંડળની સભામાં વાંચન કરીને તે પ્રત્યે સૌનું ધ્યાન દોર્યું.

Point A3

આમ અમે તો એક જાગૃત અખબાર તરીકે અમારું કાર્ય પૂરું કર્યું. હવે કેન્દ્રિય સમાજ કે તેની સહયોગી પાંખોમાંથી જેમની પણ જવાબદારી થતી હોય તેમણે આ દિશામાં આગળ વધવું જોઈએ.

આ અંકમાં એક બીજી સમસ્યા મને, તમને અને આપણને સૌને સ્પર્શતી સમસ્યા પ્રતિ આપનું ધ્યાન દોરવું છે. આમ તો છેલ્લા કેટલાક સમયથી આપણા સમાજમાં કન્યા કેળવણીનું વધતું જતું પ્રમાણ, કન્યાઓમાં આવેલ જાગૃતિ કે કન્યાઓની વધતી જતી અપેક્ષાઓમાંથી

Point A4

સગપણની સમસ્યા દિન પ્રતિ દિન વકરતી ગઈ છે. પહેલાં માત્ર આ સમસ્યા કચ્છનાં દૂરનાં અંતરિયાળ ગામો કે સાબરકાંઠાના અંતરિયાળ કંપાઓ પુરતી મર્યાદિત હતી, હવે વધતા ઓછા અંશે સમગ્ર ભારતભરનાં સમાજજનોને આ સમસ્યાનાં માઠાં ફળ ભોગવવાં પડી રહ્યાં છે, તેના આપણે સૌ સાક્ષી છીએ.

Point A5

સગપણની સમસ્યાના કારણોમાં ઉંડા જઈએ તો ઘણી બધી બાબતો અંગે વિચારી શકાય, લખી શકાય, ચર્ચાઓ કરી શકાય, તેનાં મનોવૈજ્ઞાનિક કારણો પણ શોધી શકાય. પરંતુ આપણે આ સ્થાનેથી માત્ર તેની સામાજિક

Point A6

બાબતો પુરતો જ વિચાર કરવો છે, આપ સૌ વાચકોનું ધ્યાન દોરવું છે. કચ્છમાં જોઈએ તો ભૂજ ઉપરાંત તાલુકાનાં મથકોએ આ સમસ્યાની ખાસ અસર દેખાતી નથી. પરંતુ દૂર-દૂરનાં ગામોમાંથી બાળકોના ઉચ્ચ અભ્યાસના બહાને પણ લોકોનું સ્થળાંતર અને વસવાટ તાલુકા કક્ષાએ થઈ રહ્યો છે. તેમાંનું એક કારણ સગપણની સમસ્યા જ છે. આવું સાબરકાંઠામાં પણ નજર કરીએ તો જુજ વસ્તી અને જિલ્લા/તાલુકા મથકોએથી દૂર વસવાટ કરતાં ભાઈ-બહેનો હવે તો કંપામાં ખેતીવાડી ભલે હોય, પરંતુ તેમનું એકાદ ઘર/મકાન/ફ્લેટ/ તાલુકા કે જિલ્લા કક્ષાએ લેવાનું શરૂ કરેલ છે. આ લેખ લખનારને બરાબર યાદ છે કે વર્ષો અગાઉ ખેડા જિલ્લામાં ખાત્રજ ચોકડી, નેનપુર ચોકડી અને આવી અનેક ચોકડીએ અચાનક સો મીલોનો રાફડો ફાટ્યો હતો. તેનાં કારણોમાં જો કોઈ જાગૃત નાગરિકે અભ્યાસ કર્યો હોય તો ખ્યાલ આવી શકે કે તેમાં ઘણા બધા લોકો સગપણ માટે અહીં આવેલ અને સફળ થઈને કે નિષ્ફળ થઈને પણ પાછળથી સૉ મીલો બંધ કરીને જતા રહ્યા હતા. મધ્ય ભારતમાં જોઈએ તો રાયપુર, નાગપુર જેવાં મહાનગરોમાં વસ્તીનું મોટું પ્રમાણ હોવાને કારણે ત્યાં આ સમસ્યાની અસર દેખાતી નથી. પરંતુ દર વર્ષે જે તે રાજ્યના દૂર દૂરના વિસ્તારોમાંથી કુટુંબોનું ધીમે ધીમે નાગપુર, રાયપુર જેવા શહેરોમાં આગમન અને વસવાટ પાછળનાં મુળ કારણોમાં સગપણની સમસ્યા જ રહેલી છે.

ટૂંકમાં, સગપણની સમસ્યાના કારણોમાં ન ઉતરીએ તો પણ દિન પ્રતિ દિન વિકરાળ થવા જઈ રહેલી આ સમસ્યાના ઉકેલ માટે કોઈકે તો ધ્યાન આપવું જ પડશે

Point A7

એમ અમને લાગે છે. આમ જોઈએ તો આ જવાબદારી સંપૂર્ણપણે આપણી કેન્દ્રિય સમાજની બની રહે છે. પરંતુ હાલમાં આપણી કેન્દ્રિય સમાજ ગમે તે કારણોસર આવી કોઈપણ સમસ્યા પ્રત્યે ધ્યાન આપવા કે તે અંગે વિચારણા કરવાની સ્થિતિમાં નથી. બીજા શબ્દોમાં કહીએ તો હાલમાં આવી સમસ્યાઓનો ઉકેલ એ તેમની પ્રાથમિકતા નથી.

Point A8

તો બીજી તરફ મહિલા સંઘ પણ તેની મર્યાદાઓને લીધે આ દિશામાં કઈ કરી શકે તેમ લાગતું નથી. જો કે વર્ષો અગાઉ અમને યાદ છે કે કચ્છમાં મહિલા સંઘની અગ્રણી બહેનોએ કચ્છનાં દૂર દૂરનાં ગામોની મુલાકાત લઈને અપરિણીત ભાઈ-બહેનોની યાદીઓ બનાવી હતી અને આ દિશામાં કંઈક પ્રયત્નો કરાયા હતા. પરંતુ આ બાબત આગળ ચાલી હોય તેવું અમને યાદ આવતું નથી. આ પરિપ્રેક્ષ્યમાં અમારી નજર ફરી ફરીને આ સમાજની યુવાશક્તિ પ્રતિ સ્થિર થઈ રહી છે.

"પાટીદાર સંદેશ"ના માધ્યમ દ્વારા અને ખાસ કરીને આ જ સ્થાનેથી એક કરતાં વધુ વાર અમે ધ્યાન દોરેલ છે કે આ સમાજની કોઈ પણ સમસ્યાનો ઉકેલ લાવવાની

Point A9

શક્તિ, કાર્યદક્ષતા કે દિશા સૂઝ કેન્દ્રિય યુવાસંઘ પાસે છે તેવું અમને દેખાઈ રહ્યું છે. "પાટીદાર સંદેશ"ના આ અંકમાં કેન્દ્રિય યુવાસંઘના તરવરીયા અને નવોદિત મહામંત્રીની મધ્ય/પૂર્વ ભારતની યાત્રાનો અહેવાલ પ્રસિદ્ધ થયેલ છે. ઉપરાંત યુવા સંઘના જુદા જુદા કાર્યક્રમોના અહેવાલો પણ આ અંકમાં છે. યુવા સંઘના "મિશન-૨૦૨૦" અભિયાનના સમગ્ર ભારતભરના સમાચારો અમે પ્રત્યેક અંકમાં સારી રીતે કોઈપણ જાતની કાપકુપ વિના છાપીએ છીએ. રમત-ગમત અને અન્ય વિષયોના માધ્યમથી યુવા શક્તિએ સમગ્ર ભારતભરમાં એક અદ્‌ભુત માનવ સાંકળ રચી છે જ, તો છેક છેવાડાના ગામની સમાજના યુવાનોને પણ તેમણે રાષ્ટ્રીય કક્ષાએ યુવાસંઘના મિશન હેઠળ જોડ્યા છે ત્યારે અમારી તો તેમની પાસે અપેક્ષાઓ છે જ, પરંતુ યુવા સંઘની રાષ્ટ્રીય નેતાગીરી પણ હવે પોતાનું કાર્યક્ષેત્ર માત્ર "મિશન-૨૦૨૦" હેઠળ સિમિત નહીં રાખતાં, ઉપર જણાવેલ સગપણની સમસ્યા અને ભાગેડુ લગ્ન જેવી જે સમસ્યાઓ સમાજની પ્રગતિ અને વિકાસને અવરોધી રહી છે તેના

Point A10

પ્રત્યે ધ્યાન આપવાનો સમય હવે પાકી ગયો છે.

કેન્દ્રિય સમાજના પૂર્વ મહામંત્રી અને "પાટીદાર સંદેશ"ના કારોબારી સભ્ય શ્રી ઈશ્વરભાઈ ભગતે આ

Point A11

તંત્રીલેખ લખાઈ રહ્યો હતો ત્યારે મને ટેલીફોન કરીને યુવાન મિત્રોને હળવાશથી ટકોર કરવાની વિનંતી કરતાં જણાવેલ છે કે "કેન્દ્રિય યુવાસંઘના મિત્રોના "મિશન-૨૦૨૦"ની ઉંચી ઉડાન નીચે સગપણની અને ભાગેડુ લગ્ન જેવી સમસ્યાઓ કાં તો દબાઈ ગઈ છે અથવા સાઈડમાં જતી રહી છે." વ્યક્તિગત રીતે મને આ સમાજની યુવાશક્તિ પ્રત્યે ખૂબ માન અને આદર રહેલ છે. તેના વર્તમાન અને અગાઉના તમામ સુત્રધારોને અમે રૂબરૂમાં પણ અમારી ભાવના વ્યક્ત કરી છે. ફરીથી આ સ્થાનેથી યુવા શક્તિને હૃદયપૂર્વક અપીલ કરીએ છીએ કે તેમનું "મિશન-૨૦૨૦" ભલે આગળ વધે, પરંતુ આ સમસ્યાઓનો તેમના મિશનમાં ઉમેરો કરે અને છેક Grass રૂટથી આ સમસ્યાના ઉકેલ માટે વિચારણા કરે, મંથન કરી નારી શક્તિ અને મહિલાઓનો સાથ લે. અમને ભારોભાર શ્રદ્ધા અને વિશ્વાસ છે કે તેમના પ્રયાસોમાં જરૂરથી સફળતા મળશે જ. (સગપણની સમસ્યા અને ભાગેડુ લગ્ન જેવી સમસ્યા આમ

Point A12

નાગરિકોને સ્પર્શતી હોવાથી આ સમસ્યાઓ અંગે વાચક મિત્રોના તટસ્થ અને નિષ્પક્ષ મંતવ્યો આવકાર્ય છે.)

હાલના તબક્કે, બસ આટલું જ...

सबको सन्मति दे भगवान...!!

(કરમશીભાઈ પટેલ)
અમદાવાદ.

તા. ૧-૧૨-૨૦૧૪

(શામજીભાઈ પટેલ)

Patidar Sandesh - Jan 2015 Issue

માનદ્તંત્રી : શામજીભાઈ પટેલ (

તંત્રીસ્થાનેથી

## "ભાગેડુ લગ્નો..."

## સમાજની ગંભીર-વકરતી જતી સમસ્યા...

**કેન્દ્રિય સમાજની ત્રણેય પાંખોએ સાથે મળીને "ચિંતા" અને "ચિંતન" કરવાનો સમય હવે પાકી ગયો છે...**

વ્હાલાં વાચક ભાઈ-બહેનો,

"પાટીદાર સંદેશ"નાં હાલમાં ૧૯,૦૦૦ કરતાં વધુ વાચક ભાઈ-બહેનો ભારતના ખૂણે ખૂણે પથરાયેલાં છે. તેમાંનો મોટાભાગનો વર્ગ પ્રતિ માસ "પાટીદાર સંદેશ" આવે કે તુરત જ તેના તંત્રીલેખ ઉપર પ્રથમ નજર નાખે છે. સ્વાભાવિક રીતે જ, આ વાચકોને આપણા સમાજમાં બનતી ઘટનાઓ/ સમસ્યાઓ વિશે તેમને ઘેર બેઠાં જાણકારી મેળવવાની અપેક્ષા હોય છે.

(અનુ. પાના નં. ૩૧ ઉપર)

realpatidar.com

# પાટીદાર સંદેશ

Patidar Sandesh - Jan 2015 Issue

**તંત્રી સ્થાનેથી... (અનુ. પાના નં. ૧ ઉપરથી ચાલુ)**

આમ તો સામાજિક ક્ષેત્રે જે લોકો થોડી/વિશેષ રુચિ ધરાવે છે તેમને ખબર છે કે આપણા સમાજમાં રાષ્ટ્રીય કક્ષાએ હાલમાં આપણી રાષ્ટ્રીય નેતાગીરી સનાતન-સતપંથ સમસ્યા અને (Point B1) માંડવી હોસ્ટેલ જમીન વિવાદ પ્રકરણ બાબતના ઉકેલમાં રોકાયેલી છે. પરંતુ આ બે સમસ્યાઓ સિવાય ઘણી બધી સમસ્યાઓ આપણા સમાજનો આમ નાગરિક સહન કરી રહ્યો છે. તેમાં મુખ્યત્વે સગપણની સમસ્યા, ભાગેડુ લગ્ન, યુવાનોમાં (Point B2) વધતું જતું વ્યસનોનું પ્રમાણ, અંધશ્રદ્ધા અને અંધવિશ્વાસમાં ફસાતો જતો સમાજનો નાગરિક... આ બધી સમસ્યાઓના ઉકેલની રાહ જોઈને બેઠો છે.

"પાટીદાર સંદેશ"ના છેલ્લા બે માસના અંકોના તંત્રીલેખોમાં અમે આ બંને સમસ્યાઓનો ઉલ્લેખ કર્યો હતો. તેના પ્રતિભાવો અમને આજદિન સુધી મળતા રહ્યા છે. ટૂંકમાં, સમાજની આ સમસ્યાઓના ઉકેલની બાબતમાં સમાજના સામાન્ય નાગરિકોની આપણી કેન્દ્રિય સંસ્થાઓ પ્રત્યે જે આશા અને આસ્થા છે અને તેમાં ખાસ કરીને અમે ગયા અંકમાં ઉલ્લેખ કર્યો હતો તેમ સમાજની રાષ્ટ્રીય નેતાગીરી પાસે આના માટે હાલમાં સમય કે અનુકૂળતા નથી. તો રાષ્ટ્રીય મહિલા સંઘમાં સમાજની (Point B3) યુવાન, શિક્ષિત અને વિચારશીલ દિકરીઓ મહિલા સંઘમાંથી યુવા સંઘમાં જવાને કારણે આપણું રાષ્ટ્રીય મહિલા સંઘ પણ આ દિશામાં ઝાઝું મદદરૂપ થઈ શકે તેમ લાગતું નથી. આથી ફરી (Point B4) ફરી આપણા સૌની અપેક્ષા કેન્દ્રિય યુવા સંઘ પ્રત્યે જ જાય છે. પરંતુ આ તંત્રીલેખમાં વિગતે ઉલ્લેખ કર્યો છે તે મુજબ થનગનતી યુવાશક્તિ પાસે હમણાં તેમની પ્રવૃત્તિઓનું બહુ લાંબુ લીસ્ટ છે. તેઓ તેમની વ્યસ્તતા વચ્ચે સામાજિક સમસ્યાઓના ઉકેલ પ્રત્યે કાં તો ધ્યાન આપી શકતા નથી કે દિલચસ્પી ધરાવતા નથી. જે હોય તે, પણ યુવા મિત્રો તેમના મિશન-૨૦૨૦માં સમાજની આ સમસ્યાઓના ઉકેલને પણ જો સમાવી લેશે તો આજે નહીં તો કાલે પણ આ સમસ્યાઓનો જરૂરથી ઉકેલ લાવી શકાશે, તેમાં અમને કોઈ શંકા નથી.

છેલ્લે, સમાજની સળગતી સમસ્યાઓના સંદર્ભમાં એક વાત કહેવાની લાલચ રોકાતી નથી. સનાતન અને સતપંથવાળી સમસ્યા (Point B5) હોય કે માંડવી વિવાદ, બહુજન સમાજને આ બંને પ્રશ્નોના વાદવિવાદમાં, આક્ષેપો-પ્રતિ આક્ષેપોમાં કે સામ સામે નિવેદનબાજીમાં રસ નથી. સૌ કોઈ આ બંને પ્રશ્નોનો સમાજના (Point B6) વ્યાપક હિતમાં સુમેળભર્યો ઉકેલ ઇચ્છે છે. આપણા સૌના કમનસીબે હાલમાં રાષ્ટ્રીય કક્ષાએ અને ભૂતકાળના આપણા ઓલું ભણેલા "બાપાઓ" (મુરબ્બી સર્વ શ્રી ખીમજીબાપા, મણીબાપા અને પ્રેમજીબાપા વિગેરે)ની હરોળમાં મુકી શકાય તેવું કોઈ પ્રભાવી વ્યક્તિત્વ અમારી નજરમાં તો આવતું નથી કે જેમના વ્યક્તિત્વની (Point B7) અસર સમગ્ર ભારતમાં પથરાયેલી સમાજ ઉપર પડતી હોય ! આપણી સમાજમાં તેમનું કહ્યું સૌ કોઈ માને તેવાં ઝળહળમાન વ્યક્તિત્વની અનઉપસ્થિતિમાં આ બંને સમસ્યાઓના કારણે આપણો સમાજ, જાણે અજાણે, જુથોમાં વહેંચાઈ ગયો છે.

આ બંને સમસ્યાઓ સામસામા પક્ષે ગણ્યા-ગાંઠ્યા મુઠ્ઠીભર લોકોના હાથમાં આવી ગઈ છે. બંને પક્ષો સમાધાન (Point B8) ઇચ્છે છે. કદાચ સામસામે કોર્ટ કચેરીઓમાં અને વર્તમાન પત્રોમાં જાહેરાતો આપ્યા પછી થોડાક અંશે તેમનું જોમ ઉતર્યું હોય તેમ દેખાય છે. જો કે અમે તેના મૂળમાં જવા ઇચ્છતા નથી, (Point B9) પણ મુળ મુદ્દો બંને પક્ષે "અહમ્"નો છે. બંને પક્ષના નાના નાના જુથમાં અનેક મિત્રો, શુભેચ્છકોએ અનેકવાર પ્રયત્નો કર્યા છે, પરંતુ જ્યારે વાત ઉપરની કક્ષાએ પહોંચે ત્યારે ટોચના સૂત્રધારોના કદાચ અહમ્‌ને કારણે જ આ પ્રશ્નનો ઉકેલ આવતો રહી જાય છે અને વાત પાછી જ્યાં હતી ત્યાંને ત્યાં જ રહી જાય છે. સમાજનો બહુજન વર્ગ આ વાત જાણે છે પણ ખુલ્લેઆમ બોલી શકતો નથી કે બોલવાની તેમનામાં હામ નથી. આમ છતાં આપણે ઇચ્છીએ કે સૌ સારાં વાનાં થાય...

"પાટીદાર સંદેશ"ના કચ્છના પ્રતિનિધિ શ્રી શાંતિલાલ લીંબાણી (વિથોણ)એ ભાગેડુ લગ્ન વિશે વ્યક્ત કરેલી ચિંતા તેમના શબ્દોમાં જોઈએ.

*"કચ્છ કડવા જ્ઞાતિની વર્તમાન સમયની મોટી સમસ્યા (Point B10) એ ભાગેડુ લગ્નો છે. દર મહિને કોલકત્તાથી કચ્છ સુધી કડવા પાટીદાર જ્ઞાતિની દિકરીઓ ભાગીને જાતીય અને દ્વિજાતીય લગ્નો કરે છે. જે સમાચારો વાંચીને કે સાંભળીને ચિંતા સાથે ચીડ પણ ચડે છે. આપણી વ્હાલસોયી દિકરીઓને ભાગેડુ લગ્નોનો વળગાડ થયો હોય તેવું દેખાય છે. ઓછા અભ્યાસવાળી દિકરી ભાગેડુ લગ્નો કરે તેને સમજણ શક્તિનો અભાવ ગણવામાં આવે પરંતુ કોલેજમાં અભ્યાસ કરતી ખાનદાન પરિવારની દિકરીઓ નિમ્ન જ્ઞાતિના છેલબટાઉ અને કદરૂપા છોકરાની પત્ની બનવા પગલું ભરે છે ત્યારે જ્ઞાતિ ગૌરવ ધરાવતા જ્ઞાતિના બૌદ્ધિક લોકોને પારાવાર વેદના થાય છે.*

*હાલમાં જે ઘટનાઓ કચ્છમાં બની તેના ઉપર પ્રકાશ પાડવાનો પ્રયાસ કરૂં છું. માત્ર મારા વિચારો રજૂ કરૂં છું. વર્તમાન સમાજ, યુવાસંઘ અને મહિલા સંઘ માટે ભાગેડુ લગ્નો સળગતી સમસ્યા છે. મારા મતે સભાઓ, કાર્યશાળાઓ, મીટીંગો, સ્નેહ મિલનો યોજવાથી જ્ઞાતિમાં પ્રવૃત આવી પ્રવૃત્તિઓ અટકવાની નથી. યુવાસંઘ એટલા બધા કાર્યક્રમોમાં ઓતપ્રોત છે કે ભાગેડુ લગ્નો જેવી સમસ્યા હલ કરવાનો સમય પણ મળતો નથી. યુવાસંઘના દરેક રીજીયનો હરિફાઈની હોડમાં મશગુલ છે. મહિલા સંઘે વખતો વખત સમાજના નેજા હેઠળ અને યુવાસંઘને સથવારે જ્યાં ભાગેડુ લગ્નો થાય છે તેવા ગામ, પરિવાર કે આપણી જ્ઞાતિનાં ભાઈ-બહેનો સાથે ચિંતન શિબિરો યોજવી જોઈએ. કારણ કે આપણી દિકરીને ભગાડીને લઈ જનાર તત્વો સામે આપણે કોઈ કાર્યવાહી કરતા નથી અથવા અસમર્થ છીએ. હમણા તો લવ જેહાદનો શિકાર પણ આપણી દિકરીઓ થવા લાગી છે. એવા જેહાદીઓ સામે આપણે કાંઈ કરી શકતા નથી અને તેઓ આપણી કમજોરીનો ફાયદો ઉઠાવી રહ્યા છે.*

*શું માત્ર સભાઓ અને કાર્યક્રમો કરવાના હેતુથી જ આપણી સંસ્થાઓ ઉભી કરવામાં આવી છે ? તેવા સવાલો ઉભા થાય (Point B11) છે. વર્તમાન સમયમાં સમાજની ત્રણેય પાંખો દિશાહીન લાગે છે. યુવા સંઘ પોતાના કાર્યક્રમો ઉજવવામાં ઓતપ્રોત છે. દરેક રીજીયનો સારાં કાર્ય કરે છે તેમાં બે મત નથી પણ આ સમસ્યાઓ વિસરાઈ ગઈ હોય તેવું લાગે છે.*

*યુવા સંઘનાં તમામ આયોજનો પ્રશંસનીય છે પરંતુ (Point B12) સમાજની વર્તમાન સમસ્યાઓ ઉપર ચિંતન અને ચિંતા કરવાનો સમય ત્રણે પાંખો પાસે નથી એવું જણાય છે. જે પદ ઉપર ત્રણે પાંખોના હોદ્દેદારો બિરાજમાન છે તેમણે સમાજની લડખડાતી વ્યવસ્થા ઉપર મનન કરવું જોઈએ તેવું મારૂં અંગત માનવું છે. આપણી ત્રણે સંસ્થાઓ પોતપોતાની રીતે કાર્ય કરે છે. તેમાં સંકલનનો અભાવ હોય તેવું જણાય છે. સગપણ સમસ્યા અને (Point B13) ભાગેડુ લગ્નોએ મહિલા સંઘનું કદ નાનું બનાવી દીધું છે. મારા મતે ભાગેડુ લગ્નો માટે શિબિરો નહિ, આવનાર પેઢીમાં સંસ્કારોનું સિંચન કરાવવું ખૂબ જ જરૂરી છે. કચ્છ રીજીયનના યુવાસંઘના હોદ્દેદારો મોટી કાબેલિયત ધરાવે છે. પરંતુ તેઓ રીજીયનની હરિફાઈ જીતવામાં ઓતપ્રોત છે. યુવાસંઘે ભૂતકાળમાં ભાગેડુ લગ્નની ઘટનામાં મહત્વપૂર્ણ ભૂમિકા ભજવી હતી પરંતુ પાછળથી વિશેષ ઉપાડો લીધો નથી.*

*ભાગેડુ લગ્નમાં દિકરીઓ ખોટું બોલે છે. મા-બાપ દિકરીના ચારિત્ર્ય ઉપર ઢાંક પીછોડો કરે છે. ભાગેડુ લગ્નોમાં ભોગ બનેલી દિકરી ઘરમાં ખૂબ જ ભોળપણ બતાવે છે અને બહાર નીકળે ત્યારે રૂઆબ બદલી જાય છે. ઉછીનાં કપડાં, ભાડાંનો મોબાઈલ, કોઈકની બાઈક લઈ પરફ્યુમથી મહેંકતા બદને, રેઢીયાળ છોકરાઓ જોઈને આપણી દિકરીને ભાગવાનો વળગાડ લાગે છે. આલી-મવાલી આપણી દિકરીઓને ઉપાડી જાય છે ત્યારે આપણે કાંઈ જ કરી શકતા નથી. ભાગેડુ લગ્નો રોકવા સગપણ વહેલું કરવું જરૂરી છે. સગપણની વાત લઈને કોઈ આવે તો પ્રથમ તો એવું કહેવામાં આવે છે કે અમારી દિકરીને હજી વીસ જ વર્ષ થયા છે. બે વર્ષ પછી વિચાર છે અને બે વર્ષમાં ફેસબુક અને વોટસએપ છોકરીઓને જીવનસાથી મેળવવાની તક કરી આપે છે. મારા મતે ૧૮ વર્ષે સગપણ અને ૨૦મા વર્ષે લગ્ન થાય (Point B14) તો જ ભાગેડુ લગ્નો ઉપર થોડી લગામ લાગે તેમ છે.*

*જ્ઞાતિ સિવાયના છેલબટાઉ નબીરાઓ આપણી દિકરીઓને મછલીઓથી સંબોધવા લાગ્યા છે. કારણ કે ઝાળ નાખશું તો એકાદ મછલી ફસાઈ જશે અને તેવા નબીરાઓ આપણા યુવાનો અને મહિલાઓ સામે છાતી તાણીને ફરે છે. કારણ કે આપણામાં વિભાજનનો લાભ તેઓ ઉઠાવી રહ્યા છે (Point B15) ધર્મના નામે આપણું વિભાજન થઈ ગયું છે. ધર્મના ધીંગાણામાં અનેક ચમરબંધીનાં રજવાડાંનો નાશ થયો છે. આપણી જ્ઞાતિજનો સાથે અડપલાં કરતા તત્વોને પાઠ શિખાવવાની જરૂર છે. આપણે સૌ ઉમિયા માતાના સંતાન છીએ. માત્ર વિચારધારા (Point B16) જુદી છે. આવો સૌ સાથે મળીને જ્ઞાતિની સમસ્યાઓ ઉકેલવાનો પ્રયાસ કરીએ."*

વાચક મિત્રોનાં મુક્ત અને પૂર્વગ્રહ રહિત મંતવ્યો આવકાર્ય છે.

અત્યારે બસ આટલું જ...

(કરમશીભાઈ પટેલ)
અમદાવાદ.

તા. ૧-૧-૨૦૧૫

(શામજીભાઈ પટેલ)

**33-33 વર્ષનો અવિરત પુરુષાર્થ**